સુધારા  વધારા સાથે.

# પ્રવિણા વિલાસી

## કાવ્ય—માળા.

### ભાગ પહેલો.

દોહરો.

સાત પ્રતો વેચાઈ ગઈ, વાંચો આઠમી બુક;
જોડો દુર્ગુણ દુષ્ટને, માફ કરો ભૂલ ચુક.

રચનાર:—લાલશંકર ઈશ્વરભાઈ ત્રિવેદી.

—:o:—

છપાવી પ્રકટ કરનાર,
શંકરલાલ પિતામ્બરદાસ વ્યાસ,
કાળુપુર ભંડેરી પોળ— અમદાવાદ તથા મુંબઈ.

સંવત ૧૯૭૪.] સર્વ હક્ક સ્વાધીન. [સને ૧૯૧૮.

આવૃત્તિ ૮ મી પ્રત ૧૦૦૦.

મુલ્ય એક આનો.

☞ બીજો ભાગ અમારી પાસેથી મળશે.

# સુધરેલા શોખીનોને ખુશ ખબર.

—:o:—

## સુધરેલ મુંબઈની મઝા.

સાંભળજો હે શોખીન મેનો ફેશનથી શું સાર થાવાના !
પૈસા પાકીટ ખાલી થઈને ઘરમાં શંખમશંખા ઉડવાના.
કૉલર નેકટાઇ ભલે લગાવો ફેશનેબલ થઇ ફરવાના,
હેરકટીંગની અંદર જઇને બાલ તમે કપાવવાના;
સેંટ લવંડર માથામાં નાખી ખુશબોદાર થઈ ફરવાના.—પૈસા.

વેશ્યા સાથે પ્રીતી કરીને લાભ તમે શું ઉડાવાના !
ચાંદી ટાંકી પરમીયો લઈને ઘરમાં નિશ્ચય આવવાના;
હોસપીટાલની અંદર જઈને નક્કી પુશકળ રીબાવવાના.—પૈસા.

ચ્હાપાણીના અતી પ્રેમથી લોહીનાં પાણી થાવાના,
બ્રાન્ડી બોટલના મોહથી મગજ નક્કી બગડવાના;
વીસ્કી, રમ ને લીથીયાથી શું ફાયદા છે થાવાના.—પૈસા.

ગ્રાંટરોડની મુસાફરી કરવા ઘણા યુવાનો જાવાના,
વેશ્યાના મોહની માંહી ઘણા જણા અંજાવવાના;
પાયમાલ કરીને મહા યુવાની મુડદાલ થઇને ફરવાના.—પૈસા.

શંકર વિનવે હે શાણા મેનો ફેશનથી ફાયદા નથી થાવાના,
મહા મુશીબતે રળેલાં નાણા નકામા જાવાના;
ગરીબ અને કંગાળ થઇને દેવાળું કાઢી ફરવાના.—પૈસા.

———

# હોટલથી ગુજરાત હિંદુસ્થાનની ખરાબી.

## સવૈયા બત્રીસા એકત્રીસા.

હે ગુજરાતી ગુર્જરમાંથી શૌર્ય ગયું છે શાનાથી,
દારૂએ તો દાટજ વાળ્યો બીડી બીડી ચ્હાનાથી;
દુધના કુચા પીને બેઠા પહેર્યા ચશ્માં મળ્યું માન,
માંખણમાં તો મીશ્રીત પેઠું હૈયું બળતું હિંદુસ્થાન. ૧
ધર્મ કર્મને વાદજ પડીઓ કરમે લગામ ઝાલી છે,
ધમકીથી તો ધર્મજ નાઠો હોટલ હૈયે વહાલી છે;
તાડી પીવા તત્પર થઇને મૂકયું સર્વ ભણેલું જ્ઞાન,
રસ્તા મહીં રડવડતા દીસે હૈયું બળતું હિંદુસ્થાન. ૨
સોડાવૉટર સારૂં લાગે લીમલેટમાં લાગ્યું છે ચિત્ત,
રહવાર સાંજે શરબત ભાવે બીસકુટ આગળ અંધોભીત;
આવી રીતી શીખ્યા તેથી ભાવે નહીં કંઈ ઘરમાં ધાન,
લાલઘુમ આંખોથી મંહેકુબ હૈયું બળતું હિંદુસ્થાન. ૩
ચ્હા બીડીમાં ઝાઝી પ્રીતિ દુધ તણું લેતો નહીં નામ,
હોટલમાં હૈયું હરખ્યું છે ગુર્જરનું તો પીને જામ;
શૌર્ય ગયું છે ગુર્જરનું તો બીડી ચ્હા ને ચાવે પાન,
દીશા બીજી સુઝે નહીં કંઈ હૈયું બળતું હિંદુસ્થાન. ૪
જીંજર ટૉનીક જોર કરીને જુવાન નરને ખેંચે છે,
પીકમીઅપ પીવાને કાજે પૈસા પાકીટ વહેંચે છે;
લીથીયામાં લથડીયાં ખાઇને લ્હેરી રહે ખુબ ગુલતાન,
રાસબરી રસવાળી લાગે હૈયું બળતું હિંદુસ્થાન. ૫

ડાહ્યા ડયુકે થસ્ટો કીધું કોલ્ડ ડ્રીંકસ માંગે આવી,
આઈસક્રીમ આનંદે ભાવે લ્યોને દુધના કુચા ચાવી;
ઓછી રોજી આવા મોજી કેમ રહો છે। હે હેવાન,
સર્વ રળેલું ગયું હોટલે હૈયું બળતું હિંદુસ્થાન. ૬

આખો દિવસ રળીરળીને હોટલ કાજે કીધું દામ,
સટ્ટા સાટાં કરી કમાયા હોટલમાં લીધો આરામ;
બનાવટી બ્રાહ્મણના હાથે ભજીયાં ખાતા ભુલતા ભાન,
ખમણ કચોરી ખુબ લઈ ખાતા હૈયું બળતું હિંદુસ્થાન. ૭

ડબલ સીંગલ કોકો કૅાફી ઑારડરથી આવી મળતી,
ટેબલ ઉપર ટોપી મેલી પીવા માંડે છે વળતી;
ટેબલ હેઠળ લાંબા ટાંગા પુછ હલાવે જેવું શ્વાન,
હલાવતા પગ તેવી રીતે હૈયું બળતું હિંદુસ્થાન. ૮

લાવઅલ્યા બીસકુટ ઓાબુડથલ પૈસા એકતણા મુજમાટ,
આધીન સેવક હાજર કરતા જોઈ રોફનો ખોટો ઠાઠ;
ચ્હામાં બોળી બીસકુટ ચાવે શીખામણ ધરતા નહિ કાન,
એઠું જુઠું અળગું મૂકયું હૈયું બળતું હિંદુસ્થાન. ૯

અરીસા આગળ આખા દીલના દેખાવો તેને દેખાય,
ચ્હા પીતાં ફાટેલું મોંઢું હૈયું તે દેખી હરખાય;
પરીક્ષા પટીયાંની કરવા બેઠો હોટેલનો મહેમાન,
વાંકું ચુંકું ખસી ગયેલું હૈયું બળતું હિંદુસ્થાન. ૧૦

બુટ કાઢવાની છે બાધા રાખી છે ઇંગ્રેજી રીત,
હિંદુ થઇને થયો બબરચી રાખીને હોટલમાં ચિત;
ભણ્યા ગણ્યામાં પૂરો પડીયો બોલીનો દીસે ગુણવાન,
અવિદગ્ધ સાહેબજી કહેતાં હૈયું બળતું હિંદુસ્થાન. ૧૧

ચ્હાને પીતાં મુછો બગડે રૂમાલ તેને લોવાનો,
બીસકુટનું બચકું ખાઈ ઉઠયા હાથ નથી કાંઈ ધોવાનો;
રૂમાલ પાણી રૂમાલ લોટો લુવે રૂમાલે નાકને કામ,
ખીસા અંદર બેઠો ધાલે હૈયું બળતું હિંદુસ્થાન. ૧૨
ભાઇબંધોની ટોળી ઉંચ નીચ જ્ઞાતિની ભેગી થાય,
એક ઢુલે તો સઘળા ઢુલે તેવી રીતે પાછળ જાય;
પાણી પીને પૈસા આપ્યા પણ ન રાખ્યું ચિત્તનું ભાન,
આવક કરતાં જાવક ઝાઝી હૈયું બળતું હિંદુસ્થાન. ૧૩
પરસેવો વાળીને પૈસો ભેગો કરતાં આવે જોર,
ખોટે રસ્તે તે નાણાને હાથે કરીને નાખે ઢોર;
ઘરની બૈરી ધાંટા પાડે ઉછેદીયા નહિ ઘરમાં ધાન,
વ્યસની તો વળગી રહે વ્યસને હૈયું બળતું હિંદુસ્થાન. ૧૪
નવાં લુગડાં બાળક માટે લાવે પણ પાસે નહિ દામ,
ઉધાર ઉછીનું લાવી લાવી ચલવે એ તો ઘરનું કામ;
મુદલનું તો વ્યાજ થયું બહુ તોએ ફરી ગયું કયાં ભાન,
હોટલ હૈયેથી નહિ અળગી હૈયું બળતું હિંદુસ્થાન. ૧૫
ઘરની બૈરી ઘંટી ચાટે વેશ્યા પહેરે સારાં ચીર,
ખરા ગુરૂને ખાવાનું નહિ લુચ્ચા ખાતા પુરીઓ ખીર;
જો કોઈ શીખામણની વાતો કહે તો તેનો લે એ જાન,
મુઠ્ઠા ગણીયા બેલ બરોબર હૈયું બળતું હિંદુસ્થાન. ૧૬
હે ગુજરાતી ગુર્જરનું નાણું સરવે મીથ્યા જાય,
ઉંધે રસ્તે નાણું નાખી અભાગીયા જન ખુશી થાય;
નાના બાળક ભણવામાં રાખે નહિ એ પોતે ભાન,
કરે બીજાને પોતા જેવા હૈયું બળતું હિંદુસ્થાન. ૧૭

---

# સુધારાની સવડ.

—:૦:—

## ગઝલ.

સુધારે તો થશે સારી, જગતની આ દશા બૂરી;
કુધારે તો બગડવાની, બધી દુનિયા શરી પૂરી.
ઘણા વિદ્વાન વિદ્યાને, ભણેલા તે ગણે નહિ જો;
ઘણા હુંશીયાર હુંશીયારી, મૂકીને ચાલતા મહીં જો.
ઘણા ધનવાન ધનનાથી, ધરમને તો મૂકયો આધો;
ઘણા ડાહ્યા ડહાપણમાં, તમે શીદ ભીખને માગો.
અરે હે આર્ય ! શોખીલા, બીડી ચ્હા પી થયા ઢીલા;
ગયું દૈવત હોટલે, ખરી હોટલની લીલા.
અરે ચશ્મા તમે પહેરી, ચતુરાઈ મૂકી આવ્યા;
કીડી માંખો ને મંકોડા, ચ્હા તેનો પીને આવ્યા.
બધો કચરો થયો ભેગો, પીનારો દેખતો નહિ જો;
વળી દુધો પીવા વાસી, ભમે છે ચિત્ત તો મહીં જો.
ઘણા પ્યાલા રકાબીમાં, પીનારા પી ગયા પાણી;
દીસે છે દેખીતી એંઠી, તમે લ્યો શીદને તાણી.
અરે ગુર્જર તમે ઘેલા, થઈને ધર્મ બોળો છો;
બીજાએ રાખ ચોળી છે, તમે શીદ રાખ ચોળો છો.
ઘણા પોરા મુવેલા તે, કુચા ભેગા ગળ્યામાં છે;
ટીલું તાણી પીધું પાણી, ભગત તો મહીં ભળ્યામાં છે.
નહિ અફસોસ એંઠાનો, તને કંઈ લાગતો દીસે;
કહેનારા કહી લ્યોને, પીનારા તો જરૂર પીશે.

———

## રાગ—મેમાન કરે મેમાની.

હોટલ હૈયાની નારી, મૂકે કયમ તે વિસારી.
હોટલ તે હીંચકો ઘરનો, વળી પલંગ પ્યારા નરનો,
ચ્હાની તો ત્યાં તૈયારી— હોટલ.
હોટલ છે ગુલાબ ફુલો, અંદર બેસીને ઝુલો,
વળી નાણાંની ખુવારી— હોટલ.
હોટલનાં ખુરશી મેજો, શી આવે તેની લેજો,
બીસકુટ ચ્હા લાગે સારી— હોટલ.
હોટલમાં હૈયું હરખે, ગેલો સોનાને પરખે.
બેસે ઉઘાડી બારી— હોટલ.
જે ના પીતા ધનવાળા, તે દીકરા કરતા ચાળા,
જેમ ફરે ઘણી મંજારી— હોટલ.
આગળ ઉભા રહે દાસો, કેમ સાહેબ શું શું ખાશો,
જેવી ગુણકાની યારી— હોટલ.
સાહેબને માટે સોડા, પીવાના પહેરી જોડા,
શીદ ઝુવો તમે ઘરબારી— હોટલ.
હોટલમાં હાજર ચીજો, પૈસા આપીને પીજો,
પીએ મ્હોટા બ્રહ્મચારી— હોટલ.
હોટલ હૈયાનો હીરો, ઝડપે છે ઝાઝા વીરો,
જુગાર અને અહંકારી— હોટલ.
સમશાનેથી હોટલમાં, ચ્હા પી લેવાનો પક્ષમાં,
જુવે નહિ કાંઇ વિચારી— હોટલ.

---

# જુના નવા રિવાજો.

જુના રિવાજ જડમૂળથીરે, નાંખ્યા ખોદીને દૂરરે! જુના.
નારીને જોઈએ પોલકુંરે, જોઈએ ઝીણાં વસ્ત્રરે;
દીલ બધું દેખાય છે, જેમાં જાળાં સહસ્ત્રરે, જુના.
પોલકાંથી પોતે પાતળીરે, મટી જાડી દેખાયરે;
દરજી મરજી સાચવી, પૈસા ફોલી ખાયરે. જુના.
જોઇએ ધોળાધોળા ઘાઘરારે, હેઠળ ઝાઝી છે પ્લેટરે;
ધોબણનો વેશ ધરી લીધો, ડ્રેસ થયો ઑલરેટરે. જુના.
નાકે કાંટા નથી શોભતાંરે, ચુની ચતુર સુજાણરે;
ગયાં કલ્લાં ને કાંચળી, કળજુગનું પ્રમાણરે. જુના.
દરરોજ દવાની બાટલીરે, અને ચ્હાનો જે કપરે;
ક્ષયરોગ ખંતથી લાગીઓ, એતો બેઠો છે ચપરે. જુના.
ઉંડા કુવાને લાંબા દોરડારે કર્યા ચકલીએ ચુપરે;
બેડે પાણી ઘેર આવતું, એવો ઇગ્રેજ ભુપરે. જુના.
રાંડીરાંડોના રેંટીયારે, ખુણે ઉધઈઓ ખાયરે;
ઘંટીના પથ્થર ફુટી ગયા, સંચે લોટ દળાયરે. જુના.
નારી ઉપર તમે નરહરીરે કેવી કીધી છે મહેરરે;
તોએ કહે છે ઘણાં કામ તો પડયાં છે મારે ઘેરરે. જુના.
ચીનાઇ સાડીને ઝીક ઓપતીરે બાંટ ખુણે સંતાયરે;
દાતણ બીચારાં શું કરે, બ્રસ મસ્સી ઘસાયરે. જુના.
ઘેર ઘેર ગ્યાસલેટ વાપર્યુંરે, લાગ્યું દીવેલને દુઃખરે;
બીજા જેવો ડ્રેસ રાખતીરે, પણ કાળું છે મુખરે. જુના.
કાળી ગોરી બનવા જાયછેરે, કરી પાઉડરનો લેપરે;
સાબુથી સાફસુફ રાખતી, પણ ફર્યા નહીં મેપરે. જુના.

# જન્મ ધરીને સંસારમાં શું શીખ્યું ?

—:+:—

## લેખક—દલપતરામ ગૌરીશંકર નવલખા—જામનગર

## રાગ—માલકોષ.

શું સાર શીખ્યો અવતરી, જો ચાર સાધન ના સર્યાં,
ધન ધામ ને દોલત ખજાના, ભુમીમાં રહેશે ભર્યાં — શું સાર.
ધોળાં થયાં કાળાં ગયાં, પણ કૃત્ય કાળા રહી ગયાં,
ધોળે પડી એ ધુળ ધોળી, કીર્તિ કામ નહિ કર્યાં— શું સાર.
દાદા ઠર્યા ડહાપણ ભર્યા, વળી દંડ કર માંહે ધર્યાં,
એ કાર્ય વ્યર્થ કર્યાં કમંડલ દંડ કરમાં લેઇ ફર્યા— શું સાર.
હાડ ચામેથી મઢેલાં, મેલ મૂત્રેથી ભરેલાં;
હાંડેલાં ન કર્યાં કર્યાં જો, ધર્મ ધોરણ પરહર્યાં— શું સાર.
પાવલાં પગમાં ધર્યાં, પરિધાન પિત્તાંબર ધર્યાં;
એ પાવલાં ન ધર્યાં ધર્યાં જો, જ્ઞાન પાન પરાં રહ્યાં— શું સાર.
નિજ ગેહમાં દિપક કર્યા, ઘનઘોર અંધારાં ટળ્યાં;
ઘનઘોર એ ન ટળ્યાં ટળ્યાં જો, દેહ અંધારા રહ્યાં— શું સાર.
બહુ ખર્ચ કરીને સંચર્યાં, દેશાટને ભૂમિ ફર્યા,
ભૂમિ એ ન ફર્યા ફર્યા જો, બ્રહ્મભૂમિ ના ફર્યા— શું સાર.
બાગ ઉદ્યાને ગયા, મિષ્ટાન ભોજનને ગળ્યાં;
એ ભોજનો ન મળ્યાં મળ્યાં જો, ગર્વ તંતુનાં ગળ્યાં— શું સાર.
ઠાઠ માઠેથી ફર્યા, મુખ આરસી જોઇ રહ્યા;
મુખ જોઇને ન રહ્યા રહ્યા જો, દયા દાન ગયાં ગયાં— શું સાર.
તામ્બુલો મુખમાં ધર્યો, કાથે અને ચુને કર્યાં;
એ પાન રહેશે સૌ પડ્યાં, હીરાકણીથી છે ભર્યાં— શું સાર.

---

# બુદ્ધનો બહોળો ઉપયોગ યાને તમારી સુધરેલી બુદ્ધિને શાબાસ !

બુદ્ધિનો બહોળો ઉપયોગ કરનારારે તમને હીપહીપ હુરે હમારા.
ચશ્મા ચડાવી કોલર અડાવી, પોઝીશન ખુબ કરતા,
બુટ સ્ટોકીંગથી સજ થઇને, સ્ટીક ઝાલી ફરનારારે. તમને.
શરીરે તમે સીક બનીને, દવાના ઘુંટડા ખુબ પીતા,
ટોનીક ગોળીઓની તલ્લાસમાં, ભુત થઇ છો ભમનારારે. તમને.
પ્રભાતે તમે પથારીમાંથી ઉઠી, બીડીયોનાં ભુંગળાં ફુકતાં,
સીગારેટના શોખીન થઇને, ચીરૂટના ફુંકનારારે. તમને.
હોટલમાં તમે આનંદે જઇને, ઓર્ડર પ્રથમ આપતાં,
અહા તો તમે ચરણાંમૃત લઇને, દેવી પૂજન છો કરનારારે. તમને.
સફેદગલીના શોખે મોહીને, પૈસાની પાયમાલી કરતા,
ચાંદી ટાંકી પરમીયો લઈને, દાકતરને ઘરે ફરનારારે. તમને.
કોઈ બ્રહ્મ અને વણીકના પુત્રો, મદીરા હવે ખુબ પીતા,
દારૂને તમે દેવ ગણીને, ધર્મને ઘોળી પીનારારે. તમને.
સેંટ લવડંર માથામાં નાખી, વાંકી પાંથી ભાઇ પાડતા,
અભિમાનમાં અક્કડ બનીને, પૈસાનું પાણી કરનારારે. તમને.
માત પિતાની શીખામણુ તમે, કાને જરા નહિ ધરતા,
સ્ત્રીના તમે સેવક બની, બહાદુર થઇ ફરનારારે. તમને.
શરીરમાં સેજ તાકાત નહિ ને, ભભકા ભારે કરતા,
પુરૂપાર્થની પાયમાલી કરીને, જીભે બહાદુરં થઇ ફરનારારે. તમને.

## ( ત્યારે ખરા હીપહીપ હુર્રે કોને )

પરમાત્માની પરમ ભક્તિ, શુદ્ધ ભાવથી કરતા,
દુરાચાર દુષ્ટ વ્યસન છોડીને, ઈશ્વર ભક્તિ અખંડ કરનારારે. તમને.

# ફેશન સાથે ફીદાગીરી ને ઘરમાંથી ધન દોલતની વિદાગીરી.

સાંભળજો હે સજજન મેનો યંગ મેનો શોખમાં શું શું કરવાના
ફેશન ઉપર ફીદા થઈને ફક્કડલાલા થઈ ફરવાના
ઘરમાં ખાવાનું છે કે નહિ તેની ફીક રજરા નહિ કરવાના
નવા ડ્રેસો બનાવવા માટે નાણું પુષ્કળ ખરચવાના
કોલર નેકટાઈથી સજ થઇને સ્ટીક ઝાલી ફરવાના—ફેશન.

ચ્હા ચીરૂટ ને બ્રાંડી ઘણુાં જણુા ભાઈ પીવાના
પ્રભાતે તો પ્યાલા ચાટવા હોટલમાં એ જાવાના
અઢાર હાથના વાંસ ભાઈ ઘરની અંદર ઉડવાના—ફેશન.

મધ્યાને મધુપાનના શોખીન મદીરાથી (ઘણુા જણુા) મસ્ત
થઇને ફરવાના
સાંજે સહેલ કરવા માટે સફેદગલીમાં ભટકેલ કોઇ જાવાના
ખીશા ખાલી ને ભભકા ભારી ઉપરથી ટાપટીપ દેખાવાના—ફેશન.

શોખમાં ફર્સ્ટ કલાસ સુટ એ પહેરવા માટે બનાવવાના
ઘરેણુામાં ફેનસી ઘડીઆલ ગજવામાં તો રાખવાના
તેજાનામાં તલક બીડીઓ ઘણુા જણુા ભાઇ પીવાના—ફેશન

બંગાળી ફેશનના બાલ આજ કાલ ઘણુા તો ઓળવાના
ભણુતરમાં ભમરડા જેટલું ભાઈ સાહેબ ભણુવાના
ચશ્માં ચાંગલા પહેરીને મુખે ઑલરાઈટ વદવાના—ફેશન.

# વાંઢાનો વિલાપ.

——૦::——

( આંખ વિના અંધારૂં રે—એ રાગ. )

નાર વિના ઘેર તાળું રે, સદાય મારે નાર વિના ઘેર તાળું.
ઉડકું લોટા હાથે, લાવું હું પાણી માથે;
તન બળે સ્ત્રીઓને ભાળું રે. સદાય.
સ્હવારે હાથે રાંધું, ભાખરી સાંજે બાંધું;
મન બળે ને કરૂં વાળુ રેં. સદાય.
પળે પળે પ્રેમદાને, ઘડી ઘડી પ્રેમદાને;
સંભારી ખાટલો ઢાળું રે. સદાય.
ઘરમાં પલંગ ખાટો, ટેબલ ખુરશી ને પાટો;
પાના વિનાનું જેમ ડાળું રે. સદાય.
સ્વપ્નામાં પરણ્યો નારી, હોંસો પુરી થઈ મારી;
વીજળીનું એતો અજવાળું રે. સદાય.
એકલા ઘરમાં રહેવું, સૌ દુઃખ મનમાં સેહેવું;
ઘંટી વિનાનું જેમ થાળું રે. સદાય.
હે ઇશ આપો નારી, આશા પુરોને મારી;
નહિ તો હીમાળે હાડ ગાળું રે, સદાય.
ઘેડ ભંગી ને નારી, ગુનેગારી શી મારી;
મનડાને મનમાં ઝાળું ભાળું રે. સદાય.
સોટી પણ કોને મારૂં, ઘરાણા કોને શણગારૂં:
સોનીનું ઘર મેં નથી ભાળ્યું રે. સદાય.
દાળ ચોખામાં ચેળો, વાંઢાને મ્હોટો મેળો:
ચારણીએ લોટને ચાળું રે. સદાય.

શૂન્યકાર સૃષ્ટિમાં, દેહ ડુબ્યો કસ્તીમાં.
ઘરમાં નથી રંગીન સાળું રે. સદાય.
સાળુની પહેરનારી, આભૂષણુની માગનારી ;
મારા ઘરને કેમ ટાળ્યું રે. સદાય.
સાબુ ને અત્તર ચોળું, ગુલાબજળ દીલે રોળું રે ;
નારી વિના તો મુખ કાળું રે. સદાય.
વિચારની લાગી છે વ્યાધિ, કામદેવે કેડ બાંધી ;
શું કરૂં ! નાણુંને ઉછાળું રે. સદાય.

## નવા સુધારાની નરનારી.

### રાગ—સવૈયા એકત્રીસા બત્રીસા.

દેખાદેખી શીખ્યા ખોટું, સારી ટેવો કાઢીને,
બાપાને કહે ઢેમ ફુલ યુ, ગાળો દે છે માડીને ;
વ્યસન અંદર ભાન નહિ ને આંખો તો રહે છે રાતી,
ગાડરીયા પ્રવાહની પેંઠે, કેમ બુડો ગુજરાતી. ૧
બ્રાહ્મણુ થઈ રૂદ્રાક્ષો મૂકી, ગાયત્રી ગંગાને તીર,
પુત્રો સાટે પિતા પરણે, બેનને સાટે પરણે વીર ;
ચામ બગડે ચંદન ચરચે, જાતી કેવી પંકાતી—ગા. ૨
નહાવાથી તો ટાઢ વહાય છે, જનોઇ જેમ ફાંસીનો દોર,
સારો મેવો ખાવો મૂકી, હાથે ખાવા ખાટાં બોર ;
હરામ ચસકો ભઇને પડીયો, બઇ બજારે ટીચાતી—ગા. ૩
પાછળ શીખા બદલે આગળ, વાંકાં તો લટીઆં લબડે,
તેલ અત્તરથી પાંથી પાડે, બીજા તો છોને બબડે ?
બૈરાંનો પણુ ટેસ વધ્યો છે, નહિ ચરબી દીલમાં માતી—ગા. ૪

કેમ અલી હું કેવી દેખાઉં, મનશાં એવી મગરૂબી,
નવા ડ્રેસમાં નીતનીત ફરતી, કેરી ફળીજુગની ખુબી ;
ઝીણાં લુગડે ઝાંઝુ દીલને, ઉઘાડી રહે છે છાતી—ગા. ૫
જાણે હું તો મડમ બની જઉં, નહિ ગુજરાતીની બેટી,
બળી ગાંસડી બહુ લુગડાંની, રાખે ટ્રંક ડબો પેટી;
ચ્હા બીસકુટ ને ભજીયાં એ તો ઉઘાડે છોગે ખાતી—ગા. ૬
ઘરમાં ખાવાનું છે કે નહિ, તેની પણ કંઈ નહિ ભીતી,
નવા ડ્રેસ ને નવા નમુના, માટે નહિ ખાતી પીતી;
ઘરડા માત પિતાને આ, દેખાને તો ચિંતા થાતી—ગા. ૭
દીકરીનાં પણ નાણાં લેવાં, તેવું નરનારી ચહાતાં,
બહુ સુધરીને આવું શીખ્યા, પાછળથી બહુ પસ્તાતાં;
વીસ્ટા જેવું ધન દીકરીનું, ધન લેનારાની છાતી—ગા. ૮
લાજમલાઝો આઘો મૂકયો, અરધે માથે ઓઢીને,
કુધારાનો શોખજ લાગ્યો, જુના રિવાજો છોડીને;
શાણીનો સુધારો દેખી, સાસુ ઘરમાં અકળાતી—ગા. ૯
શેર ભાત ને શેર રોટલી. સાત જણાં ખાઈને રહેતાં
ચ્હા પીવાથી ભુખ મરી ગઈ, લાજ આવે છે બહુ કહેતાં;
પછી દવા શીદ ડૉકટરોની, હોંસે પીતી ને પાતી—ગા. ૧૦
જરી ચાલતાં ચરણ દુખે છે, એવી આવી છે નબળાઈ,
ઘી સાકર ને દુધ વીના તો, દીલની લાલી સઘળી ગઈ;
શૉર્ટ સાઈટથી ચસમા આવ્યા, આંખોની કીકી જાતી—ગા. ૧૧
અરે બંધુઓ હાથે કરીને, ગુર્જરનું કાઢો નખોદ,
તનદુરસ્તી સારી રહેવા, માટે કરોને રૂ.ી શોધ;
મોઢે મીઠું બોલો છો પ઼, મનમાં છે મ્હોટી કાતી—ગા. ૧૨
બાવાની બાવી થઈ, મૂકી નીજ ભરથાર,
નાણું પણ લેતી ગઇ, છોડયાં ઘર ને બાર.

# વેલ કમ ટુ ફેશન

—:•:—

સુધરેલી શેઠાણીઓએ, ફેશનને આપેલો આવકાર

ફેશન ભલે આવી ઓ ભાઈ, હું તો રાજી રાજી થઇ
ધોળા સફેદ હું ધાઘરા શીવડાઉં, ઝુલ મૂકાવું ઝાઝી
પલેટથી તેને પુશકળ ભરાઉં મનને કરૂં રાજી રાજી ફેશન.
કપડાં ચોળીને રાજીનામું આપ્યું પોલકાની ઉધરાણી થઇ
બુટ સપાટો પહેરવાનું સાંભળી હું તો રાજી રાજી થઇ ફેશન.
પોલકાં હું તો રૂપાળાં પહેરૂં વાંકા વાળ દઉં હોળી
સેંટ લવંડર માથામાં નાખું અત્તર દઉં ખુબ ચોળી ફેશન.
રૂપાળી રંગીન સાડી હું પહેરૂં ચાલું છટાદાર ચાલ
પાવડરને ખુબ મુખપર લગાવું બનાવું ગોરા ગુલાબી ગાલ ફેશન.
અરધે માથે ઓઢવું મારે વાંકી પાંથી પાડું
ખુબ છટાદાર ચાલ ચાલીને પતીને આનંદ પમાડું ફેશન.
વહેલી ઉઠીને કીટલી રે માંડું ચ્હા બનાવું સારી
ઠીબરામાંલઇબધાઘરનાં ટીચીએ ચ્હાદેવી તારી બલીહારી ફેશન.
નાટક જોવા નીત જવું ને ઉડાવું મોજોની બહાર
ઘરનો ધણી મારો ભીખ માગશે એની બીતી નથી લગાર ફેશન.
પાન ચાવું પીચકારી મારૂં ને મુખ બનાવું લાલ
ઉપર સુકો ને સોપારી ચાવું પડે મુજને બહુ તાલરે ફેશન.
બેઠી બેઠી હું જાત વધારૂં નોકર રાખું બે ચાર
એક રાંધે બીજો વાસણ માંજે ત્રીજો ગાડી કરે તૈયાર ફેશન
જાત જાતનાં હું ભજીયાં મગાવું કેવડો મંગાવું સારો
બરફી ગાંઠીયા પેટમાં ઠાંસું ઘરમાં કરૂ ઉગારો ફેશન.

ઓરીંગ ચુની આનંદે, પહેરૂં કેવી રૂપાળી દેખાઉ
ટેબલ ને ખુરશીપર બેસી ચ્હાને બીસકુટ ખાઉં રે ફેશ.
ફેશનેબલ હું ફ્રાક મંગાવું બંગડીયો મંગાવું સારી
લાલ પીળી ને ગુલાબી બીલોરીની બલીહારી ફેશ
પહેરૂં બંગડીઓને રે પાટલાંઓ એકપર બીજી ચ્હડાવું
એફાટ હું તો મોજ મારૂ ને પતિને ભીખ મંગાવું ફેશ.
મનગમતી મને મોજો ના મલે વહેલો ઉઠી છેડો વાળું
દાસશંકરદિલગીરીથીકહે છે સારા દેશનેવળગ્યું ફેશનનુંઝાડુ ફેશ.

---

## હે પ્રભો! ન્યાયી બ્રીટીશ રાજ અમર રહો!

—:o:—

લેખકઃ—શંકરલાલ પીતામ્બરદાસ વ્યાસ.

પ્રભુ અમારી અરજ છે એક, ન્યાયી બ્રીટીશનો રાખજે ટેક;
ન્યાયે ચલાવે છે જે રાજ, અમર તપો આ બ્રીટીશ તાજ.
દુઃખ સઘળાં જેણે દૂર કર્યાં, ચોરોના ભય હર્યાં;
કોઇ મનુષ્ય ન રહે નારાજ, અમર તપો આ બ્રીટીશ તાજ.
કેળવણી માટે કૉલેજો ઉઘાડી, ગરીબો માટે હોસ્પીટાલ વધારી,
ન્યાય માટે ચાલે છે કોર્ટ કાજ, અમર તપો આ બ્રીટીશ તાજ.
સ્વતંત્રતા સર્વ કોમને આપી, નિર્ધનતા ઉદ્યોગથી કાપી;
સુલેહથી ચાલે છે દુનીઆ આજ, અમર તપો આ બ્રીટીશ તાજ.

---

છપાવનારઃ—શંકરલાલ પીતામ્બર વ્યાસ. [ ૧૮૮x૭૪.
હાલનું ઠેકાણું:—મગનબાગ, પરેલ રોડ—મુંબઈ.
છાપનારઃ—શા. મગનલાલ જગજીવનદાસ.
ઠેકાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઇ.